# ગુજરાતનો સંક્ષિપ્ત ઈતિહાસ.






કીમત પોણો આનો.

The Department of Public Instruction, Bombay.

A

# SHORT HISTORY OF GUJARAT.

BY

**RÁO SÁHEB MAHIPATRÁM RÚPRÁM NILKANTH,**
GUJARATI TRANSLATOR, EDUCATIONAL DEPARTMENT.

FIFTH EDITION.

## ગુજરાતનો સંક્ષિપ્ત ઇતિહાસ.

આવૃત્તિ પાંચમી.

40,000 COPIES.



**BOMBAY:**

**GOVERNMENT CENTRAL BOOK DEPÔT.**

**1884.**



*Price Nine Pies.*

# પ્રસ્તાવના.

ગુજરાત દેશનો આ સંક્ષિપ્ત ઈતિહાસ નિશાળોમાં ભણનારાં બાળક છોકરાંને માટે લખ્યોછે. આ દેશના મિત્ર એ. કે. ફાર્બસ સાહેબે પાટણ વગેરેના ગુપ્ત પુસ્તકના ભંડારોમાંથી ગુજરાતનો ઈતિહાસ શોધી કાઢી, તથા ભાટ ચારણોની કહાણીઓ અને ચોપડાપરથી રાસમાળા નામે ગુર્જરદેશનો મનોરંજક ઈતિહાસ રચ્યો. એમના પછી આપણા કેળવણી ખાતાના વિદ્વાન ઈન્સ્પેકટર દાકતર જી. બુલર સાહેબે એ વિષે વધારે ખોળ કરી. જૂના રાજા ભુમિદાન કરતા તેની સનદો ત્રાંબાનાં પત્રાં ઉપર કોરાવી આપતા. વલ્લભીપુરના રાજાનાં તથા અણહિલ્લપુરના ચૌલુક્ય રાજાનાં આ પ્રકારનાં કેટલાંક તામ્રપત્રો એમને તથા બીજાઓને જડયાંછે. વળી દેહેરાં વગેરેમાં પાષાણમાં લેખ કોર્યાછે તે વાંચ્યા. તેઓનો ઊતારો તથા ઇંગ્રેજીમાં ભાષાંતર છપાવી એ સાહેબે પ્રસિદ્ધ કર્યાંછે તથા સાર કાઢયોછે. એનો આધાર મેં આ ચોપડીમાં લીધોછે. ફાર્બસ સાહેબની રાસમાળા તથા બુલર સાહેબનાં પ્રગટ કરેલાં તામ્રપત્રોનાં પુસ્તકો ઉપરથી આ ચોપડીમાં રજપૂત સમયનો ઈતિહાસ ટૂંકામાં લખ્યોછે. અસલ ખરડામાં પણ મહેરબાન બુલર સાહેબે કેટલોક સુધારો પોતાને હાથે કર્યો હતો તે મેં સ્વીકાર્યો-તેને મેજર જે. ડબલીયુ. વાટ્સન સાહેબે ગુજરાતના મુસલમાની સમયનો ઈતિહાસ રચ્યોછે તેને આધારે મુસલમાની પાદશાહનાં વરસ વગેરે લખ્યાંછે.

અમદાવાદ, જૂન ૧૮૭૭.

ગ્રંથકર્ત્તા.

## આ ઇતિહાસ શીખવવાની રીત.

---

હરકોઈ દેશનો ઇતિહાસ શીખવવા માંડ્યા પહેલાં તે દેશની ભૂગોળવિદ્યા નિશાળિયાને શીખવવી જોઈએ. એ નિયમ પ્રમાણે આ ચોપડી ચલાવ્યા પહેલાં ગુજરાતનું ટૂંકું વર્ણન નકશા ઉપરથી શીખવવું. રાજકાજને અર્થે હાલ કૃત્રિમ જિલ્લા અને ઇલાકા ઠરાવ્યાછે તે ગોખાવવાની કે કહેવાની જરૂર નથી. ગુજરાતની સીમા, મોટી નદીઓ, મોટા ડુંગરો, વિસ્તાર, જૂનાં મોટાં નગરો, વગેરે નકશામાં બતાવી શીખવવાં. તે આવડ્યા પછી ઇતિહાસ ચલાવવો. આ ઇતિહાસ શીખવતી વેળા હમેશ ગુજરાતનો નકશો નિશાળિયાની સામો ટાંગવો, ને કાળાં પાટિયાંનો ઉપયોગ કરવો. શીખવતી વેળા આ ચોપડી ન વંચાવવી, મ્હોડેથી એમાંની બાબત કહેવી, ને નામ, વરસ વગેરે પાટિયાં ઉપર લખવાની જરૂર જણાય તે લખવાં, તથા કહેતાં જવું ને પૂછતાં જવું. પૂછ્યા પછી તે બિના પાટિયાં ઉપર લખવી ને ફરીને પૂછવી. પાઠ પૂરો થયા પછી, તે બાબત ચોપડીમાં ક્યાં છે તે દેખાડી ઘેર વાંચવાને આજ્ઞા કરવી કે તે ભૂલાય નહિ. યાદ રહે એટલું થોડું થોડું શીખવવું. જાણીતા ઉપરથી આરંભ કરવો. ગામમાં કે શહેરમાં અધિકારી કોણ છે, તેનો ઉપરી કોણ, તે ઉપરીનો ઉપરી કોણ, વગેરે પૂછી હાલ ઇંગ્રેજનું રાજ્ય છે તે જણાવવું. ઇંગ્રેજની પૂર્વે કોનો અમલ હતો તે પૂછવું, ને ન આવડે તો કહેવું, કે મરેઠાનો હતો. મરેઠાની પહેલાં રાજ કરનારા મુસલમાન હતા; અને મુસલમાનની પહેલાં રજપૂત રાજા હતા, એટલે સૂધી પાછા હઠતા આવ્યા

એટલે આ ચોપડીને પહેલે પાને લખેલી બાબતથી ચલાવવું. રજપૂત સમયમાં પ્રથમ રાજધાની કયાં હતી, રાજા કોણ હતા, એ વગેરે કહેવું. નિશાળ દેશી રાજ્યમાં હોય તો તે રાજ્યનો ઇતિહાસ ટૂંકામાં પ્રથમ શીખવવો. પછી ઉપરી રાજ્યપર લક્ષ લગાડી આખા દેશનો ઇતિહાસ શરૂ કરવો. આ ઇતિહાસ નિશાળિયાને રસિક લાગે માટે મોટી બિનાઓને લગતી કહાણી વગેરેનો સાર કહેવા જોગ હોય તો રાસમાળામાંથી કે મગનલાલના કે ભગવાનલાલના ઇતિહાસમાંથી ટૂંકામાં કહેવો. તે મ્હોડે ન હોય તો પ્રથમથી વાંચી રાખવો. આમાં લખ્યુંછે તે ઉપરાંત બાળક છોકરાંને આખું ગોખાવવું નહિ. આ ઇતિહાસ વગર ચોપડીએ શીખવી શકાય તેમ શીખવનારને મ્હોડે જોઈએ. પ્રાંત, નદી, નગર વગેરે સ્થળોનાં નામ આવે તેમ તે નકશામાં દેખાડવાં. ભરતખંડના બીજા દેશો, ત્યાંના રાજા, વગેરે સંબંધી કહેવાનું આવે ત્યારે ભરતખંડનો નકશો દેખાડવો, સહજ સમજાવવો, અને આ ઇતિહાસમાં તેમાંના જે જે દેશ, પ્રાંત, નદી, નગરાદિનાં નામ આવે તે બતલાવવાં. જે શીખવ્યું તેની બીજે દહાડે પરીક્ષા કરી આગળ ચલાવવું, અને માસ આખરે પાછલું સઘળું તપાશી જવું. પરીક્ષામાં પણ નકશો પૂછવો.



# गूजरातनो संक्षिप्त इतिहास.

## भाग १ लो.

## रजपूत राज्यनी समाप्ति सूधी.

**वल्लभीपुर.**—એ શહેરનું ખંડેર ભાવનગરની ઉત્તરે થોડા ગાઉપર વળા ગામની થડમાં છે. મોટા રજપૂત રાજ્યની એ રાજધાની હતી. એ રાજ્યનો વિસ્તાર કેટલો હતો તે જણાયું નથી. એના અધિપતિ પ્રથમ કોઈ મોટા રાજ્યના સેનાપતિ અને તાબેદાર હતા. ઉપરી રાજ્યનું જોર ઘટવાથી તેઓમાંના કેટલાક સ્વતંત્ર થયા. એ રાજ્ય ક્યારે સ્થપાયું, અને એ નગર ક્યારે વસ્યું, તથા ક્યારે, અને શી રીતે નાશ પામ્યું, તે બરાબર જાણવામાં આવ્યુ નથી. વલ્લભીપુરની ગાદીએ ૧૮ રાજા થયા. આશરે ઈ૦ સ૦ ૧૪૪—૩૪૪ સુધીના એટલે સંવત* ૨૦૦ થી ૪૦૦ સુધીના લેખ મળ્યાછે. એના છેલ્લા પાંચ રાજા શીલાદિત્ય નામે ઓળખાયાછે. ૫ મો શીલાદિત્ય વેદધર્મી અને શિવમાર્ગી હતો.

**पंचासर.**—વલ્લભી રાજ્યના તૂટવા પછી ચાવડા રજપૂતોનું રાજ થયું. એની રાજધાની ઝાલાવાડની ઉત્તરે કચ્છના નાના

---

* ઈસ્વી સનમાં ૫૬ કે ૫૭ ઉમેર્યાથી વિક્રમ સંવત આવશે. આ ઇતિહાસને લગતા મૂળગ્રંથો અને લેખો જડયાછે તેઓમાં વિક્રમ સંવત લખેલાછે, પરંતુ તેઓપરથી ઈસ્વી સનનાં વરસ ઉપજાવી આ પુસ્તકમાં દાખલ કર્યાછે.

રણને કાંઠે પંચાસર નગરમાં હતી. ઈસ્વી સન ૬૯૬ માં જયશિખર નામે રાજા ત્યાં રાજ કરતો હતો. એ વેળા કનોજ દેશના કલ્યાણી નગરમાં સોલંકી (ચૌલુક્ય) વંશનો ભૂવડ નામે મોટો બળવાન અને પરાક્રમી રાજા હતો. જયશિખરની કીર્તિ અને ગૂજરાતની આબાદીની વાત સાંભળી, તેણે ગૂજરાત જીતવાને લશ્કર મોકલ્યું. મીર નામે સામંત એ સેનાનો ઉપરી હતો. ગુર્જરસેનાપતિ સુરપાળે મીરને હરાવી હાંકી કહાડયો, ત્યારે ભૂવડ પંડે ચડયો. જયશિખરને તેણે પંચાસરમાં ઘેર્યો. ઘેરો બાવન દિવસ ચાલ્યો; ભારે લડાઈઓ થઈ, ને બેઉ તરફના હજારો લડવૈયા કતલ થયા. અંતે જયશિખરના લડવૈયા ખૂટવાથી અને તેના રણમાં પડવાથી પંચાસર ભૂવડને હાથ ગયું, ને તેનો અમલ ગૂજરાતપર બેઠો. સોરઠ અને કચ્છના રાજાને તાબે કરી, તથા આસપાસના માંડળિક રાજાઓ પાસે હર વરસે અમુક ખંડણી લેવાનું ઠરાવી તથા પોતાની વતી ગૂજરાતનો વહીવટ કરનાર પ્રધાન મૂકી ભૂવડ પંડે સ્વદેશ ગયો.

**વનરાજ ચાવડો.**—પટરાણી રૂપસુંદરી બેજીવવાળી હોવાથી તેને તેના ભાઈ સુરપાળ જોડે જયશિખરે વનમાં મોકલી દીધી. તેને મૂકીને પાછા આવતાં માર્ગમાં પંચાસર જીતાયાની અને ગુર્જરરાજાના મરણની વાત જાણી સુરપાળ સોરઠના ડુંગરોમાં ગયો. વનમાં રાણી રૂપસુંદરીનું રક્ષણ કોઈ ભલી ભીલડીએ કર્યું. વૈશાખી પૂનમે રાણીને કુંવર સાંપડયો. રાજપુત્રનો જન્મ વનમાં થયો માટે તેનું નામ વનરાજ પાડ્યું. કુંવર છ માસનો થયો તેવારે શીલગુણસુરી નામે રૂડો જતી ત્યાં આવ્યો. જયશિખરની રાણી અને કુંવર જાણી તે તેમને પોતાને અપાસરે તેડી ગયો. અહીં વનરાજ ઊછર્યો. બારવટાનાં સંકટ વેઠી શકે

તેટલી ઉમરનો થયો ત્યારે તેનો મામો સુરપાળ તેને પોતાની જોડે પહાડો અને જંગલોમાં તેડી ગયો. ઘણીક સવારીઓમાં જુવાન વનરાજનું શૂર અને ચતુરાઈ જોઈ સુરપાળ રાજી થયો. તેના મામાના મરણથી તે ઓથ ગઈ. નવા મિત્રોની સંખ્યા વધવાથી તથા તેના પરાક્રમથી તે ટકી રહ્યો. હવે તેણે રાજપદ ધારણ કર્યું. પણ ઘણાં વર્ષ લગી નામનો મહારાજા રહ્યો. રાજા ભૂવડનું જોર વધારે હોવાથી તેને બહુ વરસ વનમાં ભટકવું પડયું. ભુવડે ગૂજરાતની ઊપજ તેની કુંવરી માનળદેવીને આપી હતી. તે બાઈનાં માણસ ખંડણી ઊઘરાવી પુષ્કળ ધન, ઘોડા, વગેરે લઈ જતાં હતાં તેમના ઉપર હુમલો કરી વનરાજે સર્વે પડાવી લીધું, ને તે વડે સરસ્વતીને તીરે નવું શહેર બાંધી ત્યાં પોતાની રાજધાની કરી. ઈસ્વી સને ૭૪૬. ઘરડાં માજી રૂપ-સુંદરી અને ગુરૂ શીલગુણસુરી હજી જીવતાં હતાં તેમને માનપૂર્વક ત્યાં આણી રાખ્યાં.

**अणहिल्लपुर पाटण.**— અણહિલ્લ નામે ભરવાડે વગડામાં માર્ગો અને સંતાવાની જગાઓ બતાવી મોટી સેવા બજાવી હતી તેના બદલામાં વનરાજે એ નગરનું નામ અણહિલ્લપુર પાટણ પાડયું. શ્રીદેવી નામે વાણીઅણે તેની પરોણા ચાકરી વગેરે કરી સહાય આપી હતી તેને હાથે રાજ્યાભિષેક વેળા તિલક કરાવ્યું, અને ચાંપો નામે વાણીઓ વનવાસમાં તેનો કારભારી હતો તેને મંત્રીશ્વર નીમ્યો. એ મંત્રીએ પછવાડેથી ચાંપાનેર વસાવ્યું કહેવાયછે. અણહિલ્લપુર વસાવ્યા પછી સદ્‌ગુણી રાજા વનરાજે ૬૦ વર્ષ રાજ્ય કર્યું. ૧૧૦ વર્ષની ઉમરે ઈ. સ. ૮૦૬ માં તેનો કાળ થયો. ચાવડાવંશના મહારાજાનાં નામ તથા તેમની કારકીર્દીનાં વરસ નીચે પ્રમાણે :—

| | | |
|---|---|---|
| वनराज...............इस्वी | ૭૪૬—૮૦૬ | |
| योगराज ...........इस्वी | ૮૦૬—૮૪૨ | |
| क्षेमराज ...........इस्वी | ૮૪૨—૮૬૬ | |
| भूवड ...............इस्वी | ૮૬૬—૮૯૫ | |
| वीरसिंह ...........इस्वी | ૮૯૫—૯૨૦ | |
| रत्नादित्य ...........इस्वी | ૯૨૦—૯૩૫ | |
| सामंतसिंह ...........इस्वी | ૯૩૫—૯૪૨ | |

યોગરાજ તેના બાપના જેવો પ્રતાપી હતો. તેણે રાજ્યમાં અને ઊપજમાં વધારો કર્યો, ને લોકને સુખી કર્યા. લડાઈમાં ચતુર અને શૂરો હતો તેમ તે ભણેલો પણ હતો. ક્ષેમરાજે પણ રાજ્યનો વિસ્તાર અને દેશની દોલત વધારી. એના પછીનો રાજા રત્નાદિત્ય સારા ગુણને માટે વખણાયોછે. તે પોતાનું વચન પાળનાર, સાચો, શૂરો, ને અંગે બળવાન હતો. લુચ્ચા, ચોર, ઠગારા, વગેરે અપરાધીઓને દેશમાંથી કાઢી મૂકી તેણે પ્રજાને સુખ દીધું. સામંતસિંહ નબળો ને દુર્ગુણી હતો. વનરાજના નરવંશમાં એ છેહલો રાજા થયો. એની પછી વનરાજના કુળની કન્યાના વંશમાં ગાદી ગઈ.

**सोलंकी के चौलुक्य वंश.**–કનોજના રાજા ભુવનાદિત્યનો રાજ નામે કુંવર સામંતસિંહની બેન લીલાદેવી વેરે પરણ્યો હતો. એ લગ્નથી મૂળરાજ નામે પુત્ર ઉત્પન્ન થયો. મૂળરાજ બુદ્ધિવાન અને પરાક્રમી, પણ લોભી ને દુષ્ટ હતો. રાજ્યાસન મેળવવાને તેણે બંડ કરી પોતાના મામાને મારી નાંખ્યો, અને મોસાળ પક્ષમાંથી કોઈ ગાદીનો દાવો કરવા ન પામે માટે તે સર્વેના પ્રાણ લીધા. સોલંકી વંશના મહારાજાનાં નામ અને વરસ :—

मूळराज..................इ० ९४२— ९९७
चामुंड ..................इ० ९९७—१०१०
वल्लभसेन ...... ........इ० १०१०—
दुर्लभसेन ................इ० १०१०—१०२२
भीमदेव पहेलो............इ० १०२२—१०७२
करण........................इ० १०७२—१०९३-९४
सिद्धराज जयसिंह.......इ० १०९४—११४३
कुमारपाळ.................इ० ११४३—११७४
अजेपाळ....................इ० ११७४—११७७
मूळराज बीजो (બાળ મૂળરાજ) इ० ११७७—११७९
भीमदेव बीजो (ભોળો ભીમ)....इ० ११७९—१२४२-४३
त्रिभुवनपाळ..................इ० १२४२—१२४४

ચાવડાની પાટે મૂળરાજ સોલંકી બેઠો તેવારે ઉત્તરેથી અજમેરનો* રાજા ચઢી આવ્યો, અને દક્ષિણ ભણીથી તૈલંગણના રાજાએ સેનાપતિ બાર્પને સવારી કરવા મોકલ્યો. સોલંકીએ પહેલા શત્રુને ધન આપી પાછો વાળ્યો, ને બીજાને લડાઈમાં હરાવી નસાડયો. ગુર્જરગાદીને તાબેખંડીઆ રાજા હતા તેમાંના કેટલાકે મૂળરાજની આણ માની નહિ. સોરઠનો રાજા ગ્રહરિપુ સ્વતંત્ર થઈ જઈ પ્રભાસના સોમનાથની જાત્રા જનારને લૂંટવા લાગ્યો. ગુર્જરપતિ તેને સજા કરવાને ચઢયો. કચ્છનો રાજા લાખો, તથા કેટલાક મિત્ર અને માંડળિક રાજા સોરઠના રાજાની કુમકે ગયા, તેથી તેની કને જબરું લશ્કર થયું. મૂળરાજે તેનો પરાજય કર્યો. ગ્રહરિપુ અને લાખો રણમાં પડયાથી એ ભાગમાં ગુર્જરરાજાની સત્તા પાછી જામી. લાટ†

---

* અજમેર અર્વાચીન નામ છે, પહેલાં તેને સાંભર કે નાગોર કહેતા.
† લાટ ઘણું કરીને મહી અને નર્મદાની વચ્ચેનો દેશ હતો.

દેશના રાજાએ ગુર્જર દરબારનું અપમાન કર્યું માટે મૂળરાજે તેને જીત્યો. એ લડાઈમાં અણહિલ્લવાડના ટિલાટ ચામુંડે પરાક્રમ કરી બાપને ખુશી કર્યો. મૂળરાજનો અમલ આબુથી નર્મદાની દક્ષિણ સૂધી પ્રસર્યો હતો. એણે કેટલાંક શિવાલય બંધાવ્યાં, ને સિદ્ધપુરમાં રૂદ્રમાળ (રૂદ્રમહાલય) નામે મોટું દેહેરૂં ચણાવવા માંડ્યું, પણ તે એના સમયમાં પૂરૂં થયું નહિ. મોસાળીઆંની હત્યા કર્યાને માટે તેને ઘડપણમાં ઘણો પસ્તાવો થયો. એ મહા પાપથી છૂટવાને તેણે બ્રાહ્મણોને બહુ દાન આપ્યાં. વધારે વિદ્વાનોનો ખપ પડ્યાથી એણે ઉત્તરમાંથી બ્રાહ્મણોને બોલાવી ગૂજરાતમાં વસાવ્યા. એ બ્રાહ્મણોના વંશજો આજે પણ ઔદિચ્ય (ઉત્તરના) કહેવાયછે.

તેર વરસ અમલ કરીને રાજપાટ પોતાના વડા કુંવર વલ્લભસેનને આપી ચામુંડ કાશીએ ગયો. વલ્લભસેન દયાળુ ને સત્યવાદી હતો. પાટે બેઠા પછી થોડા વખતમાં તે શીતળાથી મરણ પામ્યો, ત્યારે ચામુંડે પોતાના બીજા પુત્ર દુર્લભસેનને ગાદીએ બેસાડ્યો, ને પંડે સાધુ થઈ શુકલતીર્થ જઈ કરેલાં પાપનો પસ્તાવો તથા પુત્ર મુઆનો શોક કરતો મરણ પામ્યો. દુર્લભસેને રાજકારભાર ઠીક ચલાવ્યો, તથા તળાવ અને દહેરાં બંધાવ્યાં.

દુર્લભરાજની પછી ચામુંડના ત્રીજા કુંવર નાગરાજનો દીકરો ભીમદેવ ગુજરાતનો રાજા થયો. એની કારકીર્દીમાં સને ૧૦૨૪ માં ગીઝનીના પ્રખ્યાત સુલતાન મહમુદે ગુજરાત ઉપર સવારી કરી. આ આંધી ઓચિંતી ચઢી આવી, તેથી તેની સામા થવાની તૈયારી થઈ શકી નહિ, માટે ભીમદેવ પ્રભાસપાટણ આગળ એક લડાઈ લડી કચ્છ ભણી નાશી પોતાના કંથકોટ નામે ગઢમાં ભરાયો. ધર્માંધ મહમુદે પ્રભાસના સોમનાથનું દહેરૂં લૂંટ્યું, ને શિવલિંગના કકડા કર્યા. ત્યાંથી

ઊપડી કંથકોટને ઘેર્યો, પણ ભીમદેવ તેમાંથી નીકળી નાઠો. વા વાઝોડાના પેઠે એકાએક ચઢી આવી જાનમાલનો નાશ કરી તેવા તોફાનની પેઠે તે પાછો ગયો, અને ભીમદેવે આવી પોતાનું રાજ્ય પાછું લીધું.

ભીમ ચોર પકડવામાં ને અપરાધીઓને સજા કરવામાં સારો હતો. તે લડાઈ કરવામાં ચતુર અને શૂરો હતો. એણે સિંધ દેશ ઉપર સવારી કરી જશ મેળવ્યો. આ સમે માળવાની ગાદીએ પ્રખ્યાત વિદ્યોત્તેજક રાજા ભોજ હતો. ભીમ અને ભોજની વચ્ચે અણબનાવ હતો. કાશીના રાજા કરણ જોડે મળી ભીમે ભોજ જોડે લડાઈ જોડી. લડાઈ ચાલતી હતી તેવામાં ભોજ મરણ પામ્યો. તેના મરણ પછી રાજા કરણે ધારા નગરીનો ભંડાર લૂંટ્યો, પણ તેમાંથી ભીમને ભાગ આપ્યો નહિ. અજમેરના ચોહાણ રાજા વિશળદેવે ગુજરાત ઉપર સવારી કરી. એનું કારણ એ કે ભરતખંડના જે ભાગ મુસલમાનોએ જીત્યા હતા તે પાછા લેવાને એ વિશળદેવ રાજાના આગેવાની નીચે બીજા રજપૂત રાજા ચઢ્યા હતા તેમાં ભીમ ભળ્યો નહિ, માટે તેને સજા કરવાને ચોહાણ રાજા આવ્યો. ભીમ સામો લડવા ગયો, પણ જીત્યો નહિ, ને તેના પ્રધાને ધન આપી તથા જુદ્ધ થયું તે ઠેકાણે વિશલનગર વસાવવા દેવાનું કબૂલ કરી તેને પાછો વાળ્યો. ભીમદેવના સમયમાં વિમળશા નામે મોટો ધનાઢ્ય શ્રાવક હતો તેણે આબુ ઉપર દેલવાડામાં, અને આરાસુર ઉપર કુંભારીઆમાં મોટાં ને સુંદર દેહેરાં બાંધ્યાં. ભીમ રાજાને ત્રણ કુમાર હતા તેમનાં નામ ક્ષેમરાજ, કરણ, ને મૂળરાજ. ઘડપણનો કાળ ઈશ્વરભક્તિમાં કાઢવાને ભીમે રાજ છોડી ક્ષેમરાજને આપવા માંડ્યું. પણ તેણે તેની જોડે તીર્થમાં જઈ રહેવાની ઇચ્છા જણાવ્યાથી કરણને રાજ મળ્યું.

કરણ રાજાએ ધંધુકા, આશાવળ*, મહેવાસ, વગેરેના કોળી રાજાઓને વશ કરી રાજ્યને મજબૂત કર્યું. પાટણની દક્ષિણે થોડા ગાઉ પર મોઢેરા ગામ છે ત્યાં કરણસાગર નામે મોટું તળાવ બંધાવ્યું તથા બીજાં સ્થળોમાં દહેરાં ચણાવ્યાં. એણે કરણાવતી નગરી વસાવી તે કયાં હતી તે નક્કી જણાયું નથી. એની પછી એનો કુંવર સિદ્ધરાજ†જયસિંહ મહા પ્રતાપી રાજા થયો. રાજા કરણ પડયો તેવારે એ બાળક હતો તેથી કેટલાંક વરસ રાજકારભાર તેની મા મીનળદેવીએ કર્યો. એ સમયમાં તેણીએ વિરમગામનું મુનસર તળાવ તથા ધોળકાનું મલાવ તળાવ બંધાવ્યાં. બાળ રાજાને લેઈ રાજમાતા ગૂજરાતમાં ફરવા નીકળી તેવામાં માળવાના રાજા યશોવર્માએ સવારી કરી. અણહિલ્લપુરમાં કામ ચલાવનાર મંત્રીએ જુદ્ધ ન કરતાં તેને નાણાં આપી પાછો વાળ્યો. સિદ્ધરાજને એ ગમ્યું નહિ, માટે માળવાપર ચઢાઈ કરવાને સજ થયો. એ તૈયારી થતી હતી તેવારે એ રાજાએ સહસ્રલિંગ નામે તળાવ ખોદાવવા માંડયું. માળવાના રાજા યશોવર્મા સાથે બાર વરસ લડયો, ને અંતે ધારા નગરી જીતી લેઈ તેને કેદ પકડી પાટણમાં આણ્યો. સુધરેલી રીત પ્રમાણે તેણે બંદીવાન રાજાને માન આપી પોતાની લાયકી જણાવી. ત્યાર પછી ગુર્જરરાજા મૂળરાજના ચણાવેલા શિવાલય રુદ્રમાળાને સમરાવી પૂર્ણ કરાવ્યું. કોઈ કુંભારને ઘેર ઊછરેલી રાણકદેવી નામે રાજપુત્રીનો વિવાહ સિદ્ધરાજ વેરે થયો હતો, પણ લગ્ન થયા પહેલાં જૂનાગઢનો રાજા ખેંગાર તેને બળાત્કારે લેઈ જઈ પરણ્યો; તેને સજા કરવાને ગુર્જર મહારાજા મોટી સૈના સહિત સોરઠ ગયા. ખેંગાર જુદ્ધમાં હણાયો. ક્રોધના

---

* અમદાવાદની પડમાં હાલ અસારવા ગામ છે તે હશે કે કોઈ બીજું ?

† હાલ લોક તેને સધરા જેસિંઘ કહે છે.

જોસ્સામાં દેવીના બે નિરપરાધી બાળક ખેંગારને મારી તે વિધવા રાણીને ઝાલી આણી. પરંતુ તેની વેરે પુનર્લંગ્ન ન કરતાં રાણક-દેવી વઢવાણ આગળ સતી થઈ. સિદ્ધરાજે પોતાના મૂલકમાં ઠેકાણે ઠેકાણે કૂવા, વાવ, તળાવ, દહેરાં વગેરે બંધાવી લોકને સુખી કર્યા, તેથી તેની ઘણી નામના થઈ.*ધર્મ સંબંધી તેણે બધા પંથને છૂટ આપી હતી. ને રાજ્યનો બંદોબસ્ત સારો રાખ્યો હતો. વનરાજની ગાદીએ બેસતી વેળા જે મૂલક તેને હાથ વારસામાં આવ્યો હતો તેમાં પોતાના જયથી મસ વધારો કરી, તે કીર્ત્તિવાન મહારાજા થયો. ગૂજરાત અને સોરઠ † ઉપરાંત કચ્છ દેશનો રાજા, અને ઉત્તરે અચળેશ્વર અને ચંદ્રાવતીના પરમાર રાજા તેને આધીન હોઈ આબુની પેલીમેર તેની સત્તા ફેલાઈ હતી. પૂર્વે માળવામાં તેની આણ ફરતી. દક્ષિણમાં તેનો અમલ એટલે સુધી પ્રસર્યો હતો કે કોલાપુરનું રાજ્ય તેની ધાસ્તીમાં હતું.

આ મહાન રાજાને પુત્ર ન હોવાથી રાજપાટ તેના ઓરમન કાકા ક્ષેમરાજના વંશમાં ગયું. ક્ષેમરાજના કુંવરનું નામ દેવ-પ્રસાદ, અને દેવપ્રસાદના પુત્રનું નામ ત્રિભુવનપાળ. ત્રિભુ-વનપાળને ત્રણ કુંવર ને બે કુંવરીઓ હતી. કુંવરનાં નામ મહી-પાળ, કીર્ત્તિપાળ. અને કુમારપાળ; અને કુંવરીઓ પ્રેમદેવી અને દેવળદેવી. એમાંની પહેલી કહાનદેવ નામે સિદ્ધરાજના સામદને વરી હતી, અને બીજીનું લગ્ન કાશ્મીરના મહારાજા વેરે થયું હતું. પોતાની પાછળ ગાદીએ કુમારપાળ ન બેસે એવી સિદ્ધરાજની ઈચ્છા હતી, તેથી તેણે તેને ઝાલવાનાં પ્રયત્ન કર્યાં. એ માટે પરદેશોમાં નાશી જઈ કુમારપાળને બહુ આપદા વેઠવી પડી. જયસિંહનો કાળ થયાના સમાચાર તેને માળવામાં મળતાં

---

* હાલ પણ જયાં જયાં જૂના ખંડેર છે ત્યાંના લોક કહેછે કે તે સધરા જેસિંઘે કરાવેલાં.

† હાલના કાઠીઆવાડના ઘણા ભાગને તે વેળા સોરઠ કહેતા હતા.

તે ઝટપટ પાટણ આવ્યો, ને તેના બનેવીની મદદ મળવાથી સામંતો અને મંત્રીઓએ તેને પાટ બેસાડયો. એ વેળા તેનું વય ૫૦ વરસનું હતું. સિદ્ધરાજના ભયથી નાસતો છતાં દુર્દશામાં હતો તેવારે ઉદયાન મંત્રી, હેમાચાર્યાદિ જૈનોની તેને ગુપ્ત સહાય મળી લેવારે તેણે વચન દીધું હતું કે રાજ મળે તો શ્રાવક થવું. એ વચન તેણે પાળ્યું. ગુજરાતના કેટલાક સુરદારોએ બંડ કર્યો, તથા કેટલાક પરદેશી રાજા ચઢી આવ્યા તે સર્વેને શૂરા કુમારપાળે હરાવ્યા. નાગોરના રાજા આનને લડાઈમાં જખમી કરી તાબે થવાની જરૂર પાડી. માળવાના રાજાએ સવારી કરી તેની સામે ગુર્જરરાજાએ જે ફોજ મોકલી તેના ઉપરી નાયકો ફૂટી શત્રુને મળી ગયાથી મહારાજે પંડે જઈ તેનો પરાજય કર્યો. ત્યાર પછી કોકણના રાજા મલ્લિકાર્જુનને ગુર્જરેશ્વરના સામંત આમ્રભટે જીત્યો. પહેલી સવારીમાં એ સામંત હારી પાછો આવ્યો, પણ બીજીમાં તે રાણાને હણી તેની રાજધાની લૂંટી બહુ ધન લાવ્યો. કુમારપાળે ઘણાંક શિવાલય તથા પારસનાથનાં દહેરાં બંધાવ્યાં. ને સોમનાથનું મોટું દેવળ સમરાવ્યું. રાજ કરતાં ૩૦ વરસ થયાં તેવારે તેને રક્તપિત્તનો રોગ થયો. એનો મોટો ગુરૂ હેમાચાર્ય એ વેળા ૮૪ મે વર્ષે મરી ગયો, અને તેની પછી થોડે માસે તેના આત્માએ દેહ છોડી.

કુમારપાળની પછી તેના ભાઈ મહીપાળનો કુંવર અજેપાળ પાટ બેઠો. એ રાજા ધર્મોધ શૈવ હતો. માજી શ્રાવક રાજાએ કરેલાં જૈન દહેરાં તેણે તોડયાં, તથા કેટલાક જૈનમંત્રી અને સરદારોને માર્યા. રાજ કરતાં ત્રણ વરસ થયાં તેવામાં મહેલના કોઈ પોળીઆએ તેની છાતીમાં કટાર ભોકી તેનો પ્રાણ લીધો. એનો કુંવર મૂળરાજ બાળક હતો, તેના બે વરસના અમલમાં તેની મા નાયકીદેવીએ કારભાર ચલાવ્યો. એના સમયમાં

અફ્ગાનિસ્તાનથી મહમદ શાહબુદીન ઘોરી ગુજરાત ઉપર ચઢી આવ્યો તેને બાળરાજાના બહાદુર કાકા ભીમે હરાવી ધાડ પાછી વાળી. બાળરાજાને ખોળામાં લઈ રાજમાતા ડુંગરી ઉપર બેઠી સંગ્રામ જોતી હતી, અને સિપાઈઓને હિમ્મત આપતી હતી.

ભીમદેવ બીજાને ભોળો ભીમ કહ્યોછે, કેમકે તે ચઢાઉ અને અવિચારી હતો. આ સમે કાબુલના મુસલમાન બાદશાહ ભરતખંડ જીતવાને પાછા સવારીઓ કરવા લાગ્યા. પોતાનો બચાવ કરવાને રજપૂત રાજાઓ સંપ કર્યાને ઠેકાણે માંહોમાંહે વઢી નબળા પડયા. એ વેળા અજમેરની ગાદીએ ચોહાણ વંશનો સોમેશ્વર નામે રાજા હતો, અને તેનો કુંવર શૂરો પૃથુરાજ પોતાની માના બાપને પાટે દિલ્હીમાં રાજ કરતો હતો પૃથુરાજનો વિવાહ આબુના રાજાની કુંવરી વેરે થયો હતો, તેમ છતાં આપણા ભોળા ભીમે તેને માગી. આબુપતિએ ના કહાવી ને કન્યાને અજમેર મોકલી દીધી. મોટી સેના લઈ ભીમે આબુના રાજા ઉપર ચઢાઈ કરી, ને તેને હરાવી તેની પૂઠે અજમેર સૂધી ધાયો. અહીં જુદ્ધ થયું, તેમાં સોમેશ્વર પડયો ને ભીમદેવ જય કરી સ્વદેશ આવ્યો. બાપને માર્યાનું વેર લેવાને પૃથુરાજ મોટા બળવાન લશ્કર સાથે ગુજરાતમાં આવ્યો. ભારે લડાઈ થઈ તેમાં ભીમ હાર્યો. આ જય મેળવી પૃથુરાજ પાછો ગયા પછી ઉપર કહેલો ઘોરી રાજા તેના રાજપર ચઢી આવ્યો. દિલ્હીનો એ છેલ્લો રજપૂત રાજા*હાર્યો, પકડાયો ને માર્યો ગયો. તેનું રાજ્ય. મુસલમાન પાદશાહને વશ થયું. ઘોરી બાદશાહે કુતુબુદીનને દિલ્હી અને અજમેરનો સૂબો ઠરાવ્યો. ફરીને આવી તેણે કનોજ, કાશી, વગેરેના રાજાને હરાવી ઘણો કેર કર્યો. પછી ગુજરાતપર ધાડ

---

* કનોજનો રાજા પૃથુરાજની માશીનો દીકરો હતો, ને દિલ્હીના રાજ્યનો ભાગ માગતો હતો. એ આડ ખભ વઢી બેઉ નબળા પડયા હતા.

આવી. ઈ. સ. ૧૧૯૪ માં કુતુબુદ્દીને આપણા દેશમાં આવી ભીમની ફોજને હરાવીને મૂલક લૂટ્યો. કુતુબુદ્દીનને પાછા જવું પડયું. ભીમદેવે બીજા રાજાઓ જોડે મળી તેને અજમેરમાંથી કાઢવાનો પ્રયત્ન કર્યો. મુસલમાન સૂબો હાર્યો ને ઘવાણો, તથાપિ તેના પાદશાહે કુમક મોકલી એટલે વળી તેની ચઢતી થઈ: તેણે અણહિલ્લપુર કબજે કર્યું, ને વળી ભીમ નાઠો. પરંતુ રજપૂત રાજાનું બળ છેક તૂટયું ન હતું. મુસલમાનોના હાથમાં આ વેળા ગૂજરાત રહી નહિ; ભીમે ગજરાતનો કબજો ફરીને લીધો, પણ તે સુખે રાજ્ય કરી શક્યો નહિ. કેટલાક સામંતોએ અને માંડળિક રાજાએ બંડ કર્યાં. એમાંના એક નામે •જયંતસિંહ સોલંકીએ અણહિલ્લપુર હસ્તગત કરી ઈ. સ. ૧૨૨૪ માં પોતાની દુવાઈ ફેરવી, પણ ત્રણ ચાર વરસમાં એની પાસેથી ભીમદેવે રાજ પાછું લીધુ. ધોળકાના વાઘેલા રાણાએ બળવો કરી કેટલાક પ્રાંત કબજે કર્યા. ભીમદેવની પાછળ ત્રિભુવનપાળ રાજ્યાસને બેઠો, પરંતુ ધોળકાના રાણા વિશળદેવે તેને ઊઠાડી મૂકયો.

અણહિલ્લવાડના સોલંકી રાજા નબળા પડી જવા લાગ્યા તેવારે વાઘેલા નામે તેમના કુળની બીજી શાખા જોરપર આવી. અર્ણોરાજ નામે શૂરા વાઘેલા સામંતે રાજ્યનો બચાવ કરવામાં પાટણના મહારાજને સારી મદદ કરી હતી. એના કુંવર લવણપ્રસાદને ભોળા ભીમદેવે પ્રધાન ઠરાવ્યો. પાછળથી રાજા અને પ્રધાનની વચ્ચે અણબનાવ થયો. લવણપ્રસાદે પોતાના સ્વામીની સામે બંડ ઊઠાવ્યું. રાજ્યના દક્ષિણ અને નૈરૂત્ય ભાગનો, એટલે સાબરમતી અને નર્મદાની વચ્ચેનો મૂલક તથા ધોળકા અને ધંધુકા પરગણાંનો કબજો કરી રાણા લવણપ્રસાદે પોતાની રાજધાની ધોળકામાં કરી. એને વીરધવળ નામે પરાક્રમી કુંવર હતો તેણે પણ ખંભાત, ગોધરા, વગેરે જીતી રાજ્યમાં વધારો કર્યો.

વસ્તુપાળ અને તેજપાળ નામેં શ્રાવક વાણીઆ વીરધવળના મંત્રી હતા. તેઓ લડવૈયા અને રાજકારભારમાં ચતુર હતા. રાણા વીરધવળનું મરણ ઈ૦સ૦ ૧૨૩૯ કે ૪૦ માં થયું. એને વિરમદેવ અને વિશળદેવ નામે બે કુંવર હતા. વડા કુંવરનં બાપ અને તેના કારભારી જોડે બનતું નહિ, તેથી તેને વીરમગામમાં રાખ્યો હતો. રાણાનું મરણ થતાં તેણે ગાદીનો દાવો કર્યો, પણ વસ્તુપાળે વિશળદેવને પાટે બેસાડી વિરમને હરાવી મારી નંખાવ્યો. ભાઈ તરફનું ભય ગયા પછી નવા રાણાએ વાણીઆ મંત્રી કનેથી વજીરાત લઈ નાગડ નામે બ્રાહ્મણને સોંપી. ઈ૦ સ૦ ૧૨૪૪ માં અણહિલવાડ ઉપર સવારી કરી ત્યાંના નબળા મહારાજા ત્રિભુવનપાળને કાઢી મૂકીને આખી ગૂજરાતનો ધણી થયો, અને મહારાજાધિરાજ પદવી ધારણ કરી. પોતાના રાજ્ય ઉપર હુમલા કરનારા શત્રુઓને તેણે હરાવ્યા. કર્ણાટકના મહારાજાએ પોતાની કન્યાને માટે સ્વયંવર કર્યો તેમાં તે કુંવરીએ મહારાજા વિશળદેવને વરમાળા પહેરાવી.

ગૂજરાતના વાઘેલા મહારાજાનાં નામ અને અમલનાં વરસ.

**त्रिशळदेव............ इ. स. १२४४–१२६२ सूधी.**<br>
**अर्जुनदेव................ ,, १२६२–१२७५ ,,**<br>
**सारंगदेव................ ,, १२७५–१२७९ ,,**<br>
**करणघेलो.............. ,, १२७९–१३०४ ,,**

વાઘેલા રાજાની સત્તા આખા ગુર્જરદેશપર બેઠા પછી તેમણે કે તેમના વાણીઆ અને બ્રાહ્મણ કારભારીઓએ મુસલમાન રાજાના હુમલાની સામા થવાની અગમચેતી ન રાખી ભયના બચાવને માટે સજ થવાને બદલે આળસ અને મોજમઝામાં પડયા; તથા મૂર્ખ ગુરૂઓથી દેરાં દેહેરાં બાંધવામાં ઙ્વ

ખાસ્યો; બળવાન શત્રુ ઘરમાં છે એ વાતનું ભાન રાખ્યું નહિ તેથી વનરાજે સ્થાપેલું તથા સિદ્ધરાજ અને કુમારપાળ જેવા પ્રતાપી રાજાએ મોટે દરજે ચડાવેલું રાજ્ય ખોયું; એથી દેશની ખરાબી થઈ, અને લોક પરાક્રમહીન થઈ ગયા. ઈ૦ સ૦ ૧૩૦૪ માં દિલ્હીના સુલતાન અલ્લાઉદ્દીને પોતાના ભાઈ અલફખાન તથા વડા વજીર નશરતખાનને મોટી ફોજ સાથે ગુજરાત જીતવા મોકલ્યા. કરણઘેલો નાશી દક્ષિણ દેશમાં ભરાયો; વનરાજની નગરી પરદેશી અને પરધર્મીને હાથ ગઈ, અને મુસલમાની અમલ બેઠો. મુસલમાન લશ્કરે ખેતરાં, ગામ, અને શહેરો લૂંટયાં, બાળ્યાં અને દેશની માઠી હાલત કરી, તથા રુદ્રમાળા વગેરે ઘણાંક દહેરાં તોડયાં. કરણની રાણીઓને પકડી દિલ્હી મોકલી તેમાં કમળાદેવી નામે હતી તે સુલતાનની માનીતી બેગમ થઈ. કમળાની દીકરી દેવળદેવી બાપની જોડે હતી તેને લાવવાને તેની માએ પાદશાહને શીખવ્યું. નાશકની ઉત્તરે બાગલાણના પહાડી પ્રાંતમાં કરણ ભરાયો હતો ત્યાં બાદશાહી ફોજે જઈ તેને માગી. ગુર્જરરાજા કુળની લાજ રાખવાને શૂરથી સામો લડયો, તોપણ તેના વેરી કુંવરીને બળાત્કારે લઈ ગયા. બિચારો કરણ દુઃખનો માર્યો રખડી રખડીને મુઓ.

વલ્લભી રાજ્યના વિસ્તાર વિષે, અને તે સમયમાં દેશની અવસ્થા વિષે હકીકત જણાયલી નથી. બૌદ્ધ અને જૈન પંથોવાળા એ વેળા વધતા હશે એવું સંભવે છે. પછીના કાળમાં બૌદ્ધ જોવામાં આવતા નથી, તેપરથી એવું અનુમાન થઈ શકે કે વેદ ને જૈન પક્ષકારોથી પરાજય પામી તેમનો લય થયો. પંચાસરના રાજ્યની ઉત્પત્તિ, સ્થાપના, વિસ્તાર, વગેરે વિષે સમાચાર હાથ લાગ્યા નથી. માત્ર તેનો છેલ્લો રાજા જયશિખર ચાવડો, અને તેના ઉપર કલ્યાણી નગરના રાજા ભૂવડની સવારી અને

કૃતેહની વાત આલેછે. અણહિલ્લપુરના ચાવડા રાજાનાં નામ અને વરસ ઉપરાંત વધારે થોડુંજ નોંધાયલુંછે. પરંતુ જે થોડું છે તે ઉપરથી એવું કહી શકાય કે તેમણે બળવાન રાજ્યનો પાયો ચણ્યો, અને દેશને આબાદ તથા લોકને સુખી કરવાને તાક્યું. સોલંકી મહારાજાએ ગુર્જરદેશને ભરતખંડમાં પ્રખ્યાત કર્યો, અને ગુર્જરીરાજ્યને મોટી પદવીએ ચડાવ્યું. પ્રજાની વૃદ્ધિ અને ચઢતી થાય, અને દેશ સુધરે એવા ઉપાય કરવાપર તેમણે લક્ષ આપ્યું. રાજ્યનો બંદોબસ્ત રાખી, ન્યાયથી વર્ત્તી, તથા રાજ્યલક્ષ્મીને લોકના લાભ અને દેશની શોભાને માટે ખરચી તેમણે જશ મેળવ્યો. કુમારપાળ અને અજેપાળ સિવાય બીજા કોઈએ ધર્મસંબંધી વાંધામાં હાથ ઘાલ્યો નહિ, ને સર્વને રાજી રાખ્યા. એમાં કેટલાકે મોટા જય મેળવી શત્રુને વશ કરી કે હરાવી નામના કરી, અને ગુર્જરી રાજ્યનો મહિમા વધાર્યો. લોકનાં સુખ ઉપર એમણે નજર રાખી તે હાલનાં રાજ્યોને ધ્યાનમાં લેવા જોગ છે. રાજ્યમાં સુધારો વધારો કરવાનું કામ ચાવડા અને સોલંકી રાજાનું હતું તે તેમણે કર્યું. તેમણે જે મેળવ્યું અને સ્થાપ્યું, ગૂજરાતને આબાદ કરી પ્રજાની સમૃદ્ધિમાં જે ઉમેરો કર્યો તે સંભાળવાનું, તે સાચવવાનું કામ વાઘેલા રાજાને માથે પડ્યું. આસપાસની અવસ્થામાં ફેર પડી ગયો હતો. લાહોર, દિલ્હી, કનોજ, અજમેરાદિનાં રજપૂત રાજ્યો મુસલમાન પાદશાહે જીતી મોટું ને જબરૂં મુસલમાની રાજ્ય સ્થાપ્યું હતું. ભોળા ભીમદેવના સમયમાં ગૂજરાતે પણ તેનો કડવો સ્વાદ ચાખ્યો હતો. તેપરથી ચેતી બચાવની ભારે તૈયારી કરવાનું કામ વાઘેલા અધિપતિઓનું હતું. તે તેમણે ન કર્યું. કર્યું હોત તો વધારે વાર ટકવાનો સંભવ હતો.

# भाग २ जो.

# मुसलमानी राज्यना अंत सूधी.

**दिल्हीना पादशाहनो अमल.**—પાટણના રાજ્યનો ખાલસા મુલક સુલતાનની સત્તા નીચે ગયો, પરંતુ વાઘેલા મહારાજાના તાબેદાર રાજા પોતપોતાના રાજ્યમાં રહ્યા. તેમણે મુસલમાનોને કાઢી મૂકવાને બંડ કર્યાં, પણ ફાવ્યા નહિ. એ ઝઘડામાં દેશની માઠી અવસ્થા થઈ. ધર્મને નામે પણ મુસલમાનોએ લોકોને બહુ રીબ્યા; તેમનાં સેંકડો દહેરાં તોડીને તેના પથરા વતી મસીદો બનાવી તથા મહેલ અને રસ્તા બાંધ્યા. લોકને બળાત્કારે મુસલમાન કરવાનો પ્રયત્ન પણ કર્યો. લોકને વેઠે પકડી મફત કામ કરાવતા, અને તેમને નીચ ગણી તિરસ્કાર કરતા. દિલ્હીથી આવેલા મુસલમાન સૂબેદાર સ્વતંત્ર થવાને બંડ કરતા, ને તેમને સજા કરવાને બીજા સૂબેદાર ફોજ લેઈ આવતા ને દેશ વેરાન થતો. વખતે પાદશાહ પંડે પણ આવતા. ઊપજમાં વધારો કરી, લોકને વટાળી, તથા તેમનાં દેવળ તોડી ધણીને રાજી કરવાને કેટલાક સૂબેદારોએ ભારે જુલમ કર્યો. જે પ્રજા પોતાના દેશનું રક્ષણ ન કરે તેને આવી સજા ભોગવવી પડેછે.

**अमदावादना स्वतंत्र पादशाह.**—ઈ૦સ૦૧૩૯૧ માં જુફરખાન નામે સૂબેદાર ગૂજરાત પર ઠર્યો. તે સ્વતંત્રપણે અમલ કરવા લાગ્યો; પરંતુ તેણે પાદશાહ નામ ધારણ કર્યું નહિ સને ૧૪૦૩ માં દિલ્હીના પાદશાહની નામની તાબેદારી છોડીને તેણે પોતાના દીકરા તાતારખાનને નાસરૂદ્દીન મહંમદશાહ એવો ઈલકાબ આપી ગૂજરાતનો પહેલો સ્વતંત્ર પાદશાહ ઠરાવ્યો. બીજે વર્ષે તે મરણ પામ્યો, ને જુફરખાન પાછો અમલ કરવા લાગ્યો. સને ૧૪૦૭ માં મુજફ્ફરશાહ નામ ધારણ કરી પંડે

પાદશાહ થયો. ઈ૦ સ૦ ૧૪૧૧ માં તેનું મરણ થવાથી તેના છોકરાનો દીકરો અહંમદશાહ પાદશાહ થયો.

મહાન અકબરના વખત સુધી મુજફ્ફરશાહના વંશમાં ગુજરાતની પાદશાહી રહી.

**गूजरातना पादशाहोनां नाम. गादीए बेसवानां वरस.**

**महंमदशाह १ लो ....................इ. स. १४०३**
**मुजफरशाह १ लो....................इ. स. १४०७**
**अहंमदशाह १ लो ....................इ. स. १४११**
**महंमदशाह २ जो ....................इ. स. १४४१**
**कुतुबशाह ....................इ. स. १४५१**
**दाउदशाह ....................इ. स. १४५९**
**महंमदशाह (बेगडो) ३ जो....................इ. स. १४५९**
**मुजफरशाह २ जो ....................इ. स. १५१३**
**सिकंदरशाह ....................इ. स. १५२६**
**महंमदशाह ४ थो ....................इ. स. १५२६**
**बहादुरशाह ....................इ. स. १५२६**
**महंमदशाह ५ मो....................इ. स. १५३६**
**अहंमदशाह २ जो ....................इ. स. १५५४**
**मुजफरशाह ३ जो ....................इ. स. १५६१**

* દિલ્હીના સૂબેદાર પાટણમાં રહી ગુજરાત ઉપર અમલ ચલાવતા. સુલતાન અહંમદશાહે અસાવળના રાજા આસા ભીલને હરાવી તે નગરમાં પોતાની રાજધાની કરી. તેને વધારી સુધારી તેનું નામ અહંમદાબાદ પાડયું (ઈ૦ સ૦ ૧૪૧૪). એ શહેરને લોક હાલ અમદાવાદ કહેછે. અહંમદશાહ ધર્માંધ હોઈ રજપૂત વગેરે દેશીઓને જોર જૂલમથી વટાળવા તથા તેમનાં દહેરાં

તોડવા લાગ્યો, તેથી લોકો નારાજી થયા. દેશના રાજા રજવાડાનાં બંડ બેસાડવામાં એનો ઘણોક વખત ગયો. ઈડરના રાવને દબતો રાખવાને એણે હાથમતિને તીરે કિલ્લો બાંધી નગર વસાવ્યું તેને હાલ લોક અમનગર કહેછે. પણ તેનું ખરૂં નામ અહંમદનગર છે. રજપૂત સરદારોની બળાત્કારે કન્યા લેવાનાં પ્રયત્નને લીધે, તથા બીજા જુલમથી ઘણાક ગરાશીઆ ઠાકોર બારવટે નીકળી ગામો લુંટતા. સુલતાન થાકે ત્યારે તેમને મનાવી તેમની જાગીરો પાછી આપે. એ માળવાના અને દક્ષિણના પાદશાહો સાથે વઢયો. ને ફતેહ પામ્યો. મેવાડ, બુંદી-કોટા, વગેરેના રાજાઓને હરાવી તેમની કનેથી ખંડણી લીધી.

સુલતાન મહંમદે ચાંપાનેરના રાવળ ગંગાદાસને પાવાગઢમાં ઘેર્યો હતો તેવામાં રાવળની કુમકે માળવાનો પાદશાહ ચઢી આવ્યો. તેનાથી ડરી ગુજરાતના સુલતાને પાછી પાની કરી. એ માટે તેના અમીરોએ તેને વિખ દઈ મારી નાંખ્યો, ને તેના શાહજાદા કુતુબને પાદશાહ ઠરાવ્યો. માળવાની ફોજ સરખેજ સુધી આવી, પણ કુતુબશાહના સામા થવાથી દુશ્મનને પાછા જવું પડ્યું. કુતુબશાહે ચિતોડના પ્રખ્યાત રાણા કુંભા* ઉપર સવારીઓ કરી તેને નમાવ્યો. દાઉદશાહમાં અમલ કરવાની શકિત ન હતી, તેથી તેને ઠેકાણે તેના ભાઇ મહંમદ બીજાને બેસાડયો. એ સુલતાન આગળ બેગડો કહેવાયો. પાદશાહ થયો તેવારે એની ઉમર ૧૪ વરસની હતી તેમ છતાં તેણે તેજ વખત પોતાનું બુદ્ધિબળ અને શૂર દેખાડી સરદારોને હૂકમ માનવાની જરૂર પાડી.

મહંમદ બેગડો જબરો, પરંતુ ધર્માંધ રાજા હતો. એણે જૂનાગઢના મંડળિક નામે રાજાને જીતી તેનું રાજ્ય લઈ લીધું.

---

* મીરાં નામે નામાંકિત ભકતાણીનો વર.

નરસિંહ મહેતાની હારમાળામાં કહ્યોછે તેજ એ મંડળિક.* ચાંપાનેરનું રાજ ડૂબાવી બેગડાએ ખાલસા કર્યું, અને બીજા રજપૂત રાજાનાં જોર તોડયાં. દ્વારકાની મૂર્ત્તિઓ ખંડિત કરી દેશમાં મસીદ ચણાવી, ને ત્યાંના રાજાને પકડી અમદાવાદમાં ભૂંડે હાલે માર્યો. દરિયાપરના વેપારને હરકત કરનારા લૂંટારાને સજા કરી દેશની આબાદી વધારી. કચ્છના રાજાને હરાવી સિંધ ઉપર સવારી કરી. માળવા વગેરે આસપાસના દેશો ઉપર ચઢાઈ કરી ત્યાંના હાકિમોને નમાવ્યા. એણે મહેમદાવાદ વસાવ્યું.

બીજા મુજફ્ફરશાહને ઈડરના રાવે તથા ચિતોડના રાણા સંગે, તેનો મૂલક લૂંટી, ઘણો પજવ્યો. માળવાના મુસલમાન પાદશાહને તેના દીવાન મેદનીરાયે વશ રાખ્યો હતો માટે તેનાથી છૂટવાને તેણે મુજફ્ફરની મદદ માગી. રાણા સંગે મેદનીરાયને મદદ કરી. લડાઈઓ થઈ તેમાંની કેટલીકમાં રજપૂતોને જય મળ્યો, પણ અંતે મુસલમાનોની ચઢતી રહી.

સિકંદરશાહને તેના ઉમરાવોએ મરાવી નંખાવ્યો. મહંમદ ૪ થાને તેના ભાઈ બહાદુરશાહે ગાદીએથી ઊઠાડી મૂકયો. પંડે સુલતાન થઇ તેણે દક્ષિણ દેશ ઉપર સવારી કરીને અહંમદનગર તથા બીજાં શહેરો લૂંટયાં. પછી માળવા દેશ જીતી લીધો, ને ચિતોડના રાણા પાસેથી ખંડણી લીધી. ગૂજરાત, સોરઠ, અને દક્ષિણના કાંઠા ઉપર ફીરંગી લોક આવવા લાગ્યા હતા તેમની સામા અમદાવાદના કેટલાક સુલતાન થયા હતા. બહાદુરે પણ તેમને દીવ બંદરેથી પાછા કાઢ્યા. દિલ્હીના મુગલ પાદશાહ હુમાયુંએ આવી ગૂજરાત જીતી લીધી. શિરશાહ નામે પઠાણ સરદારે હિંદુસ્તાનમાં ભારે બંડ ઊઠાવ્યાથી તે તોડવાને મુગલ

---

* એને મુસલમાન કરી અમદાવાદ આણ્યો. એની કબર એ શહેરના મોટા ચૌટામાં કણહોઇની દુકાનમાં છે.

પાદશાહ આગ્રે ગયો, તેવારે બહાદુરશાહે પોતાનું રાજ્ય પાછું હાથ કરી લીધું. દીવ બંદરના ફીરંગી ઉપર સવારી કરી, તેવારે તે લોકે ગુજરાતના સુલતાનનો કપટથી ઘાત કર્યો.

મહંમદ ૫ મો (કે મહંમદ લતીબખાં) નાની ઉમરે પાટે બેઠો. તેને નામે અમલ કરવાને એના સરદારો માંહોમાંહે વઢયા. અંતે કુલ અધિકાર સુલતાનને હાથ આવ્યો, ત્યારે તેણે બહુ જાલમી અને દુષ્ટ કામ કર્યાં. રજપૂત રાજા, રાણા, ઠાકોર, કોળી, ઠાકરડા, વગેરે દેશીઓનાં પરગણાં ને ગામ ખૂંચી લેવાનો હૂકમ કર્યાથી શીરોઈ, ડુંગરપુર, ઈડર, લુણાવાડા, વાંસવાડા, રાજપીપળા, મહીકાંઠા, ઝાલાવાડ, વગેરેના ગરાશીઆ અને કોળી લડવા ઊઠયા. પાદશાહે તેમની કતલ કરવાનો હૂકમ કર્યો. દેશીઓને ઘોડે બેસવાની, સારાં લૂગડાં પહેરવાની, તેમના તહેવાર કરવા વગેરેની મના કરી બહુ પીડયા. આ નઠારા સુલતાનને તેના બુરાન નામે નોકરે મારી નાંખ્યો. બુરાને શાહ થવાની કોશિશ કરી, પણ માર્યો ગયો. સરદારોએ પાદશાહી કુટુંબના અહંમદ નામે બાળકને પાટે બેસાડયો, ને પછી તેને નામે કારભાર ચલાવવાને ટંટો કર્યો. તેમાં આખરે એતિયાદખાંને હાથ પાદશાહ અને અમલ રહ્યો. સુલતાને આપઅખત્યાર થવાને ઇચ્છા કરી, માટે એતિયાદખાંએ તેનો પ્રાણ લીધો, ને તેને ઠેકાણે મુજફ્ફર ત્રીજાને બેસાડયો.

એ મુજફ્ફરશાહ અમદાવાદનો છેલ્લો પાદશાહ હતો. તે પોતાના લશ્કરી સરદારોને વશ રાખી શકયો નહિ, તેથી તેઓ માંહોમાંહે લડયા, ને દેશ તેમણે વહેંચી લીધો. દિલ્હીના બળવાન પાદશાહ અકબરે આવી ઈ૦ સ૦ ૧૫૭૩ માં ગુજરાતનું રાજ્ય જીતી લીધું. મુજફ્ફરને પકડી દિલ્હી લઇ જતાં તેણે આપઘાત કર્યો. ડાહ્યા અકબરે ધાક અને યુક્તિથી મુસલ-

માનોને વશ કર્યા, અને હિંદુઓને રાજી કર્યા, તેથી દેશમાં સમાધાની થઈ.

ગૂજરાતના સ્વતંત્ર મુસલમાની રાજ્યના તેર પાદશાહમાંના સાત નિર્બળ હતા. છ પરાક્રમી, પણ દેશના લોકને પીડક હતા. એ સુલતાનો ચતુર અને બહાદુર પણ પ્રજાને દુઃખ દેનારા હતા. એમણે દેશી દહેરાં તોડી તેના પથરા વતે સુંદર ઇમારતો બાંધી, અને તેમના અમીર ઉમરાવોએ બંધાવી. મજૂરીનો ખર્ચ એમને બહુ ઓછો પડતો, કેમકે લોકને વેઠે ઝાલી મફત કામ કરાવતા. આસપાસના દેશો ઉપર વિજય મેળવી અમદાવાદના કેટલાક પાદશાહોએ નામના કરી, પરંતુ ધર્મદ્વેષી હોઈ તથા ગરાશીઆ ઉપર શત્રુવટ રાખી બહુ જૂલમ કર્યો. જે અધિપતિ તાબેદાર રાજા રાણાને તથા રૈયતને પાળવાને બદલે પીડે, સુખ દેવાને ઠેકાણે દુઃખ દે, પક્ષપાત અને અન્યાયથી વર્ત્તે ધર્મને નામે કે લોભથી પ્રજાને નારાજી કરે, તેમની મોટાઇને એબ લાગેછે. દરિયાના ચોર, દેશમાં ધાડ પાડનારા, ચોરી કરનારા, વગેરેને સજા કરી દેશનો સારો બંદોબસ્ત રાખવાનો કેટલાકે પ્રયત્ન કર્યો તે વખાણવા જોગ છે. પણ ભલા અકબરશાહની પેઠે હિંદુ મુસલમાનને સમાન ન ગણ્યા, દેશી અને મુસલમાન બધા લોકપર સરખો પ્રેમ ન રાખ્યો, તથા ધર્મસંબંધી ઉદાર દિલ ન રાખ્યું એ ગૂજરાતના પાદશાહોમાં મોટી ખાંપણ હતી.

**मुगलाइ राज्यः**—મુગલ સરકારનાસ્વાધીનમાં રાજ્ય ગયા પછી લોક સુખી થયા, કેમકે ઔરંગઝેબ (આલમગીર) વિના બીજા કોઈ પાદશાહે ધર્મસંબંધી પ્રજાને પીડી નહિ. અકબરે ખેડુતોને સારા ઠરાવ કરી આપી સુખી કર્યા. દેશના રજપૂત રાજા રાણા, અને ગરાશીઆ ઠાકોરોને મનાવી તેમને યોગ્ય કામ સોંપી રાજકાજ અને ફોજમાં સામિલ કર્યા. એ રૂડી રાજ-

રીતિ એના પછીના પાદશાહોએ પણ જારી રાખી, તેથી અમારૂં રાજ્ય અને અમારો પાદશાહ એવો રૂડો અભિમાન તેઓમાં ઉત્પન્ન થયો. પાદશાહ તથા મુસલમાન અમારા વેરી છે એ વિચાર મનમાંથી જઈ સ્નેહી થયા, ને હિંદુ મુસલમાન બે ભાઇ એવી કહેવત ચાલી. એ માટે ઓરંગજેબ સિવાય બાકીના મોટા મુગલ પાદશાહનાં વખાણ થાયછે.

દિલ્હીના તાબામાં ગયા કેડે ત્યાંથી અમલ કરવાને સૂબેદાર આવતા. ઈ૦ સ૦ ૧૫૭૩ થી ૧૭૫૭ સૂધી અકબર સુદ્ધાંત ૧૨ પાદશાહ થયા તેમની વતી પચાસેક સૂબેદાર ગૂજરાતનો કારભાર કરવાને આવ્યા. એમાંના છેલ્લા જુવામર્દખાં બાબીને મરેઠા સરદાર દામાજી ગાયકવાડે અને પેશ્વાના ભાઈ રઘુનાથરાવે રાધનપુર વગેરે પરગણાં જાગીરમાં આપી રાજસત્તા કબજે કરી (સને ૧૭૫૭). જૂનાગઢના, રાધનપુરના, અને વાડા સીનોરના નવાબ સાહેબો એ છેલ્લા સૂબેદારના વંશજ છે.

---

# भाग ३ जो.

# मरेठी राज्य.

મરેઠી રાજ્ય સ્થાપનાર શિવાજીએ સને ૧૬૬૪ માં આવી સૂરત બંદર પ્રથમ લૂંટ્યું. તેવારથી એ તીડ જેવા નાશકારક લૂંટારા લોકનાં પગલાં આપણા દેશમાં દાખલ થયાં. શિવાજીના પૌત્ર શાહુ રાજાનો સેનાપતિ ખંડેરાવ ડાભાડે અને તેના હાથ નીચે દામાજી ગાયકવાડ ખાનદેશથી આવી ગૂજરાત લૂંટવા લાગ્યા, અને કંથાજી વગેરે માળવા ભણી જતાં ગૂજરાતમાં આવી તેમજ કરવા મંડયા. સ્વદેશનું રક્ષણ કરવાના ગુણ રાજા પ્રજામાં લોપ થયા હતા. દિલ્હીના પાદશાહ દુર્બળ થઈ ગયાથી

સૂબેદારનો અધિકાર મેળવવાને મુગલ સરદારોએ મરેઠી ફોજને મદદે બોલાવી માંહોમાંહે વઢવા લાગ્યા, તેનો પરિણામ એ થયો કે રાજ ખોઈ બેઠા. ખંડેરાવ અને દામાજીનાં મરણ ૧૭૨૧ માં થયાં, ને તેમને ઠેકાણે ત્ર્યંબકરાવ અને પીલાજી થયા. બાજીરાવ પેશ્વાનો હૂકમ ત્ર્યંબકજી ડાભાડેએ ન માન્યો, તેથી તે પેશ્વાએ આવી તેને લડાઈમાં માર્યો; પછી સને ૧૭૩૧ માં ગુજરાતનું કામ પીલાજી ગાયકવાડને મળ્યું. તે ચોથ વગેરે ઊઘરાવવા લાગ્યો. મરાઠાનું કૌવત વધતું ગયું, તેથી મુગલાઈ રાજ નાશ પામ્યું. ગાયકવાડે વડોદરામાં રાજધાની કરી ઘણોક મૂલક ખાલસા કરી લીધો, ને રજપૂત રાજા રજવાડા તથા મુસલમાન નવાબો અને તાલુકદારો રહ્યા તેમની કનેથી વરસો વરસ જબરાઈથી લઈ શકાય તેટલી ખંડણી લેવા માંડી. ગૂજરાતની ઊપજનો કેટલોક ભાગ પેશ્વાનો હતો તેથી તેની તરફનો સૂબેદાર અમદાવાદમાં રહેતો.

**वडोदराना गायकवाड. क्यारथी अमल करवा लाग्या.**

| | | |
|---|---|---|
| **पीलाजी**.......................... | इ० स० | १७३१ |
| **दामाजी**.......................... | ,, | १७३२ |
| **फतेहसिंह ( शियाजीनी वती )** | ,, | १७६९ |
| **मानाजी**.......................... | ,, | १७८४ |
| **गोविंदराव** ...................... | ,, | १७९२ |
| **आणंदराव** ...................... | ,, | १८०० |
| **शियाजी** (બીજો)................ | ,, | १८१९ |
| **गणपतराव** ...................... | ,, | १८४७ |
| **खंडेराव**.......................... | ,, | १८५६ |
| **मल्हारराव** ...................... | ,, | १८७१ |
| **शियाजी**(ત્રીજો).................. | ,, | १८७५ |

જોધપુરના રાજા અભેસિંહને ગુજરાતનો સુબેદાર ઠરાવી દિલ્હીના પાદશાહે મોકલ્યો. એણે પીલાજીને ડાકોરમાં મારી નંખાવ્યો. પીલાજીનો અધિકાર તેના પરાક્રમી દીકરા દામાજીને મળ્યો. તેણે ગાયકવાડના રાજ્યની સ્થાપના પૂરેપૂરી કરી. પેશ્વા સરકારજોડે તેનો સંબંધ મુકરર થયો ; તેથી ગુજરાત મરેઠી રાજ્યનો ભાગ થયો. ગાયકવાડ અને પેશ્વાએ અમદાવાદ લેઈ પાદશાહી અમલનો અંત આણ્યો (સને ૧૭૫૭).

મુગલાઈ અમલ ઊઠયો તેવારે સૂરતમાં તેની વતી કામ ચલાવનાર નવાબ તે શહેર અને આસપાસનાં પરગણાંનો ધણી થઈ પડયો હતો. તેમજ બીજે કેટલેક ઠેકાણે બન્યું હતું. સૂરતના નવાબ પોતાની સત્તા જાળવી શકયા નહિ, તેથી તે અંગ્રેજને હાથ ગઈ. ભરતખંડના કેટલાક દેશોમાં અંગ્રેજી રાજ્યસત્તા જામી અને ઇંગ્રેજ બળવાન રાજકર્તા થયા. આપણી તરફ તેમનું મુખ્ય સ્થળ મુંબઈ બંદર થયું. જયાં જયાં ઇંગ્રેજી રાજય થયું ત્યાં ત્યાં દેશ થાળે પડયો. શાંતિ થવાથી ઉદ્યમ આલ્યો ને લોકના જીવને નિરાંત થઈ.

દામાજી ગાયકવાડના મરણથી તેના પુત્રો રાજપાટને માટે વઢવા લાગ્યા. પેશ્વા સરકારે અંતે વડા કુંવર શિયાજીને ખરો વારસ ઠરાવ્યો. પણ રાજકાજ કરવાને શક્તિવાન ન હોવાથી તેના સૌથી નાના ભાઈ ફતેહસિંહને તેનો મુતાલિક નીમ્યો. રઘુનાથરાવ પેશ્વા થયો, ત્યારે તેણે ગોવિંદરાવ ગાયકવાડને દામાજીનો વારસો આપવાનો ઠરાવ કર્યો, તેથી ભાઈઓ ભાઈમાં કજીઓ થયો. અધિકાર ખોઇ રઘુનાથરાવને ગુજરાતમાં નાશી આવવું પડયું. પુનાની ગાદી પાછી મેળવી આપવાને તેણે ઇંગ્રેજની કુમક માગી. તેનાં અને અંગ્રેજનાં એકઠાં મળેલાં સૈન્યની સામે પુનાની ફોજ ગુજરાતમાં વઢી. પણ કલકત્તેથી એ વઢવાડ બંધ

પાડવાનો હૂકમ આવ્યાથી ટંટો પત્યો ને ગોવિંદરાવ નિરાશ થયો. સને ૧૭૮૦ માં પેશ્વા અને અંગ્રેજ વચ્ચે ઝઘડો ચાલતો હતો, તેવારે ઇંગ્રેજી ફોજે ગૂજરાતમાં આવી કેટલાક જય મેળવ્યા.

માનાજી ગાયકવાડના સમયમાં કોઈ મોટો બનાવ બન્યો નહિ. ગોવિંદરાવના વખતમાં શેલુકર નામે પેશ્વાનો સૂબેદાર અમદાવાદમાં આવ્યો તેણે ઘણો કેર કર્યો. મરેઠી રાજ્યમાં ધાડ ચોરીનું જોર જબરૂં હતું તેની જોડે મરેઠા પણ પૈસા લેવાને જૂલમ બહુ કરતા. દેશમાં બંદોબસ્ત રાખવો, ન્યાય કરવો, વગેરે રાજકાજ તેમને નહોતાં આવડતાં. તેઓ માત્ર પૈસા લેવાનુંજ સમજતા હતા. સને ૧૮૦૦ માં ઇંગ્રેજે સૂરત કબજે કર્યું, ને ગોવિંદરાવે અમદાવાદમાંથી શેલુકરને પકડી પેશ્વાની સત્તા ઊઠાડી, અને વર્ષે પાંચ લાખ રૂપિઆ સારૂ ગૂજરાતમાં પેશ્વાનો ભાગ ઈજારે રાખ્યો.

આણંદરાવની કારકીર્દીમાં તેના પીતરાઈ મલ્હારરાવે ગાયકવાડી કુટુંબનાં કેટલાંક માણસો જોડે મળી જઈ કડીમાં બંડ કર્યું. આણંદરાવની મદદે અંગ્રેજી ફોજ આવ્યાથી બંડખોર સરદારો હાર્યા. આ વેળા ગાયકવાડ સરકારની અવસ્થા એવી ખરાબ થઈ ગઇ હતી કે ઇંગ્રેજની મદદ વિના રાજ ટકે નહિ. માટે રાજ્યનો બચાવ કરવાને અંગ્રેજી લશ્કરને એ વખતથી વડોદરે રાખવા માંડયું, ને ગાયકવાડ ઇંગ્રેજના તાબેદાર થઈ તેમના કહ્યા પ્રમાણે રાજ કરવા લાગ્યા. એથી દેશમાં શાંતિ થઈ. ઇંગ્રેજને ઘણાં પરગણાં મળ્યાં, ને લોક નિરાંતે ઉદ્યમ કરી શકયા. રજવાડાની ખંડણી ઊઘરાવવાને હરવરસે દસરા પછી ગાયકવાડની ફોજ મૂલકગીરી કરવા નીકળતી ને દેશની ભારે ખરાબી કરતી. ખંડણી ઊઘરાવી જેની તેને આપવાનું કામ પોતાને માથે લઇ ભલા ઇંગ્રેજે તે સર્વ મારામારી, જૂલમ, અને

લુંટ થતી અટકાવી લોકને અને રજવાડાને મહા પીડામાંથી ઊ-
ગાર્યાં. સને ૧૮૧૮ માં ઇંગ્રેજે પેશ્વાનું રાજ્ય જીતી લીધું, તેથી
તેનો અધિકાર અને તેના હિસ્સાનાં ગુજરાતનાં પરગણાંની
ખંડણી વગેરે ઇંગ્રેજને મળ્યાં.

---

